

# નિત્ય મનન.

પ્રકાશક—

શ્રી આત્મતિલક ગ્રન્થ સોસાયટી.

લેખક—

મુનિશ્રી કસ્તૂર વિજયજી મહારાજ

શ્રી આત્મ તિલક ગ્રન્થ સોસાયટી નં. ૬

શ્રીમદ્ વિજયાનંદ સૂરીશ્વર-વલ્લભપાદ
પદ્મેભ્યો નમઃ

# નિત્ય મનન.

લેખકઃ—
મુનિશ્રી કસ્તૂર વિજયજી મહારાજ.

પ્રકાશકઃ—
શ્રી આત્મ તિલક ગ્રન્થ સોસાયટી.
શા. સકુભાઇ તલકચંદ
રતનપોલ—અમદાવાદ.

શ્રી વીરનિર્વાણ સં. ૨૪૬૬. | વિક્રમ ૧૯૯૬
શ્રી આત્મ ૪૫. | પ્રથમાવૃત્તિ ૧૦૦૦

સીસોદરા નીવાસી શા. દુર્લભચંદ નેમચંદ
તરફથી ભેટ.

# સમર્પણ.

પ્રભુ ભકત અને ન્યાયશીલ

ભવ્યાત્માઓને આ

લઘુ લેખ

સમર્પાય

છે

લેખક.

# નિત્ય મનન

## "પંચ પરમેષ્ઠી વંદન"

### સાર્દુલ વિક્રીડીત

વંદુ બેકર જોડીને પદકજો તીર્થાધિપોના સદા,
સિધ્ધોના ગુણ ગાઈને પ્રણમું જે પામ્યા સૂરિ સંપદા,
ધારી જ્ઞાન અમૂલ્ય પાઠક અને સાધુ હું સર્વે નમું,
એ પાંચે પદ ધ્યાઇને શુભ મને કર્મો હું આઠે વમું.

## અરિહંત વંદના

### સાર્દુલ વિક્રીડીત

આનંદે શુભ આતમ પંથ વિચરી પામ્યા સદા શાંતિને,
ટાળી સર્વ ઉપાધી બાહ્ય જગની છોડી સહુ ભ્રાંતિને,
ત્યાગી દોષજ ચઉદ ચાર પ્રભુજી ધારે ગુણો બાર છે
એવા શ્રી અરિહંત સંત પ્રભુને ભાવે નમસ્કાર છે.

## "વીર પ્રભુને વંદન"

### હરિગીત

સંસાર વન્હિ દાહ સમવા વાર નીર સમાન છે,
બહુ મોહ રૂપી ધુળને હરવા અનિલ સમાન છે.

માયા રસાને ફોડવા હજી છે પ્રભુ અતિ સુંદરૂ,
એવા સુમેરૂ જેમ ધીરજ ધારીને વંદન કરૂં.

"સામાન્યજિન સ્તુતિ"

શિખરીણી

અહો શી સોભે છે, જિન તુજ સુશોભા વદનની,
લહી કાન્તિ તેની ઉડુપતિ ફરે છે ગગનમાં.
ખિલેલાં પત્રો છે શશી કર વડે જે કુમુદના,
ધરી શોભા એની રૂચિર અતિ નેત્રે તુમ તણે.

"પ્રભુસ્તુતિ"

આત્મનિંદા

ભુજંગ પ્રયાત

કરૂં છું નતિ ભાવથી નાથ આપો,
સુબુદ્ધિ અને સર્વ દુર્બુદ્ધિ કાપો;
પ્રભુ વિશ્વમાં આસરો છે તહમારો,
ભવાંભોધિમાં ડુબતાંને ઉગારો. ૧
સ્તુતિના કદીએ કરી આપની મેં,
કરી ગોઠડીઓ સદા પાપની મેં,
વિચાર્યા નહિં મેં કદી સુવિચારો, ભ—૨

રચ્યાં જાળમેં તુચ્છ આશા ધરીને,
ધર્યો હર્ષમેં મુગ્ધને છેતરીને,
કર્યા છે પ્રપંચો પ્રભુ મેં હજારો, ભ.—૩

વિભો ! માનની જાળ માંહી ફસીને
કરી મેં ત્હામારી અવજ્ઞા હસીને,
કર્યા લોભને ક્રોધના કારભારો, ભ.—૪

જપ્યો જાપ ના હે વિભો ! આપનો મેં,
કર્યો સાથ છે શોક સંતાપનો મેં,
કર્યો પાપ માંહી પ્રભુ મેં વધારો ભ.—૫

યમ ગર્જનાની ઉપેક્ષા કરીમેં,
દુરાચારની સેવના આદરી મેં,
તજ્યો મેં પવિત્રાઇનો માર્ગ સારો, ભ.—૬

નીવાર્યું નહિં ચિત્તને ભોગથી મેં,
લગાવ્યું નહીં ચિત્તને યોગથી મેં,
ગયો રોગમાંહી સહુ જન્મ મારો, ભ.—૭

વીદાર્યાં ઘણા પ્રાણીઓ સ્વાર્થ સારૂં,
નથી જોયું મેં કાર્ય સારૂં નઠારૂં,
કરી ચિત્ત કાઠું કર્યો મેં ધસારો, ભ.—૮

રડાવ્યા ઘણા રાંકને કષ્ટ આપી,
પ્રભુ આપની આણ છે મેં ઉત્થાપી
નહીં વાંક મ્હારો વિભો ! ઉર ધારો, ભ.—૯
પ્રભુ સીખ માની નહીં મેં તમારી,
સદા રાગને દ્વેષની આણ ધારી,
ગ્રહયો માર્ગ તેથી સદા મેં નઠારો, ભ.–૧૦
ભુલાવી પ્રભુ ભાન પોતા તણું મેં,
ગુમાવ્યું સહુ છે પ્રભુ આપણું મેં,
વિપત્તિ તણો મેં ન જોયો કિનારો, ભ.–૧૧
નેત્રોએ કરી નાથને મેં ન જોયા,
બધા દીવસો મેં વિભો વ્યર્થ ખોયા,
પ્રભુ ના કદી આવતો ભાવ સારો, ભ - ૧૨
વંધ્ય વૃક્ષની જેમ આ જન્મ જાય,
નહીં કૃત્ય સારાં પ્રભુ તોય થાય,
કને મૃત્યુ દેખી છુટેછે ધ્રુજારો, ભ.-૧૩
દયા લાવીને દીનને સુખ આપો,
જરા જન્મ મૃત્યુ તણા કષ્ટ કાપો,
ગ્રહ્યો છે પ્રભુ હાથ તો મે તમારો, ભ.–૧૪

નાથ નામ છે આપનું વીર સ્વામી,
ખરા વીર છો વિશ્વમાં આપ નામી,
જણાવ્યો પ્રભુ જે હતો ભાવ મારો, ભ.-૧૫

## "બ્હેનોને સત્ય શૃંગાર"

બ્હેનો! વિચારો ચિત્તમાં શૃંગાર શું છે આપણો?
સુંદર રંગીલા વસ્ત્ર છે કે સ્વર્ણના આભૂષણો?
મુકતાફળોના હાર છે કે મુદ્રીકા હીરા તણી?
કંઠી કડાં કે સાંકળાં કે લાલ ને માણેક મણી?-૧
કિનખાબ મખમલ ઝીક જરી કે રેશમી છે સાડીઓ?
એરીંગ બંગડી સ્વર્ણની હીરે જડી કે સાદીઓ?
અત્તર લગાડી કેશને ઓળીજ સેંથો પાડવો,
ભાળે કરીને તિલક અંગે વેષ ઉદ્ભટ ધારવો-૨
ના ના નથી શૃંગાર બનતો આમ બ્હેનો! આપણો,
જો મલિન મન છે આપણું તો શું કરે અભૂષણો?
જો શીયલથી છે હીન બ્હેનો! ભ્રષ્ટ જીવન આપણું,
છે વસ્ત્ર કેવળ ઢાંકવાને દેહનું નાગાપણું-૩
શોભે નહીં કાંઇ વસ્ત્ર ભૂષણ શીલ ખંડીત અંગમાં,
માટે અતિ આદર કરી રાખો સદા શીળ સંગમાં,

જો શીળ ભૂષણથી ત્હમારૂં અંગ વિભૂષિત હશે,
તો બાહ્ય ભૂષણ પણ ત્હમારાં અંગમાં અતિ શોભશે.–૪
જળ શીળ હીન શરીરનો મળ દૂર કરવાને કદી,
નથી શકિત શાળી વાહિનીમાં મગ્ન રહે નિશદિન યદી,
દુર્ગંધ દૂર ટળે નહીં આ દેહની ચંદન વડે,
છે શીળ શાળી દેહમાંહી શુધ્ધ ગંધી સાંવડે.–૫
નિસ્તેજતા ઝળકે ઘણી મુખ મંડળે વ્યભિચારીના,
રમણીય કાન્તિની અતિ કમનીયતા બ્રહ્મચારીના,
છે બોલ પાળે વિશ્વમાં આદર કરી જન સ્વાન્તમાં,
નહીં શીળ શાળીની પ્રભુતા લય લહે કલ્પાન્તમાં.–૬
છે પૂજ્ય દ્રષ્ટિથી જુએ જગ જન સહુ બ્રહ્મચારીને,
ધિક્કારી કાઢે વિશ્વના જન ઘૃણા કરી વ્યભિચારીને,
માટે ધરી શ્રૃંગાર શીળજ પંથ કાપો પાપનો,
જેથી ફરી બ્હેનો! થશે આ વિશ્વમાં જય આપનો–૭

\+ + +

રે, રે, વારી અમર જગમાં ચિત્ર લીલાજ તારી,
જોયું સઘળે પરિશ્રમ કરીને વસ્તુ મધ્યે વિચારી,
સંગી સંગે વિમળ મનથી પ્રકૃતિનું વિસારે,
પ્રેમાબ્ધિમાં સમરસ થઈને મગ્નતા નાવ ધારે.–૧

અબ્ધિ સંગે હૃદય વસતી નીચતા તૂં તજીને,
ઉચું થાયે પ્રણય પથના સંગી પ્રેમી ભજીને,
પુત્રોદયથી પરમ પ્રણયી મિત્રના હર્ષથી તૂં,
કલ્લોલોની સરસ કુટીલા માલિકાને વરે તૂં,—૨
વૃક્ષો ના તૂં પ્રકૃતિ પથમાં વિચરીને સદારે,
આવે પુષ્ટિ નિજ નિજ રસની વિસરે ના કદા રે,
વસ્તુઓના ગુણ ગણ વધવા ધારતું રૂપ તેવું,
કાળું પીળું સરસ ધવળું વસ્તુના રૂપ જેવું.—૩

× × ×

ઐશ્વર્ય જોઈ પરનું ન કરીશ ઈર્ષ્યા,
વાંછે યદિ સકલ જંતુની સાથ પ્રીત,
ઈર્ષ્યા થકી જન મને અતિ દ્વેષ જાગે,
ચિન્તા કરી નિજ તણા પ્રિય પ્રાણ ત્યાગે—૧

* * *

શક્તિ નથી કોઈ પ્રાણી માંહ્ની અનીષ્ટ કરી શકે,
જે સુખ દુખ વેદે છે પ્રાણી પોતે જેવું આચરે,
જે કાંઇ વસ્તુ દેખે જગમાં નિમિત્ત સમાન છે,
એમ વિચારી છોડો મનથી અવરની દ્વષતા.—૧
જયાં સુધી પુણ્યોદય છે ત્હારો કરો ભલે દ્રોહને,

ભુંડું ઇચ્છિ દ્રોહ કરો કોઈ કલંક ધરો ભલે.
કામણ ટુમણ મારણ ક્રિયા કરો ભલે ભાવથી,
તોપણ રીષ્ટ નહીંજ થાશે વિરોધી પ્રયાસથી.—૨

* * *

મન ધરીશ તું અધૈર્ય ધારી ધરણીચર વ્યતીકર,
ધરા સકલના નાથ થયા મોટા ચક્રિધર.
તે પણ પામ્યા કષ્ટ થઈ ઉલટી વિધિ જયારે,
પરિવર્ત્ત સંસાર સમય પલટે છે ત્યારે.
ઉદય અસ્તને સુખ દુખ દિવસને રજની થાય છે,
જોઈ વિશ્વનો ચિત્રક્રમ મનમાં ધૈર્ય ધરાય છે.

* * *

ખવાતા મેવાને વળી રસતિઓ નવ નવી,
નથી મળતું આજે ઉદર ભરી અન્ન તેહને,
વિચિત્રા કર્મોની ગતિ મન ધરીને મદ ત્યજો,
વિપત્તિ આવે તો સહન કરી લ્યો ધૈર્ય ધરીને—૧

× + ×

કપાલો લૈને જે ઘર ઘર ફરે છે દીન જનો,
કરી યાંચા તે તો સૂચવે નિજ કૃત્ય અધને,
હતા રાજી જ્યારે તન ધન કરી પૂર્વ ભવમાં,
નહીં ચિંતા કીધી ધન મદ કરી દુખી જનની.—૧

યદિ દુખી જીવે મુજ સમીપ આવી કર ધર્યો,
દઇ ગાળો તેનું મન અતિ દુખાવી દૂર કર્યો.
અમે તેથી આજે કર લઈ કપાલો ભટકીએ,
નહીં દેશો ભીક્ષા પર ભવ ગતિ હમ સમ થશે.—૨

\+ × +

વ્હે છે નિત્ય નદી ઘણું જળ ભરી મેઘો કરે વૃષ્ટિને,
વૃક્ષો કષ્ટ ઘણું સહી શરીરનું અર્પે ફળો સૃષ્ટિને,
આકાશે વલી સૂર્ય ચંદ્ર ભમતા પૃથ્વી સહે ભારને,
નિસ્વાર્થી સુજનો સદા પ્રકૃતિથી કરતા પરોપકારને.—૧

જાણે ન નિર્ગુણી કદા, ગુણીના ગુણોને,
ઈર્ષ્યા ધરે ગુણી જનો ગુણવાન સાથે,
થૈને ગુણી જન સદા ગુણ રાગ ધારે,
એવા જનો જગતમાં વિરલા જણાય.—૧

વદો વિશ્વમાં કોઇને મૂર્ખ જ્યારે,
લઈ લાકડી મારવા ધાય ત્યારે,
કહો સુજ્ઞ છે તૂં અને વિજ્ઞ કેવો
થઈ મૂર્ખ પોતે બને દાસ જેવો.—૧

* * * *

ધાર્યું નથી બનતું કોઇનું વિશ્વ માંહી,

પ્રારબ્ધને અનુસરી સહુ કાર્ય થાય,
ભાવી તણા વશ થકી ફરી જાય બુદ્ધિ,
ટાળ્યું નહીં ટળે કદાપિ અવશ્ય થાય.—૧

* * * *

ધરે જે લઘુતા જનો માન ત્યાગી,
બની પૂજ્ય તે વિશ્વના થાય રાગી,
નહીં ચિત્ત ચિંતા ઘણી તે વધારે,
સુધારી સ્થિતિ શ્રેષ્ટ કર્તવ્ય ધારે—૧

* * *

માતૃ ભક્તિ તણું ઘણું હતું માન જ્યારે,
ધરતા હતા જન પરસ્પર પ્રેમ ત્યારે,
ઉત્સુક હતા ઉપકૃતિ કરવા અવરની,
કરતા હતા શુભ મને નિજ ધર્મ કરણી—૧
તજતા હતા નહીં કદી નિજ દેશ સેવા,
લડતા હતા રણ વિષે સૂરવીર જેવા,
વદતા હતા પ્રિય કરી શુભ સત્ય વાણી,
હણતા હતા નહી કદાપિ અનાથ પ્રાણી—૨
ધરતા સદા હૃદયમાં અતિશય સુનીતિ,
પ્રાણાન્ત થાય તદપિ ન કરે અનીતિ,

જે કાંઈ કાર્ય કરતા કરીને પ્રતિજ્ઞા,
છોડે ન આપ મનમાં ન ધરે અવજ્ઞા—૩

* * *

આ સંસાર વિષે જનો ઘણું કરી વસ્તુ ગ્રહે સોંઘીઓ,
સારી સ્વચ્છ ટકાઉ સુંદર છતાં ઇચ્છે નહીં મોંઘીઓ,
ઇચ્છે તેમજ ધર્મ કર્મ જનના રહેલી ક્રિયાઓ ગ્રહે,
શુદ્ધાચાર ચર્યા વિના ભવ થકી મુક્તિ શી રીતે લહે?—૧
રાખે વસ્તુ અનીષ્ટ સત્ય ન વદે મૂલ્ય ગ્રહે ચોગણું,
આવે અલ્પ ઠગાઈ આપ કરીને દેખાડે આવું ઘણું,
એવી આચરણા છતાં જનતણી દૃઢ વૃત્તિ ખેંચાય છે,
બાહ્યાડંબર ધારી ધુર્ત જનની વસ્તું ખપી જાય છે—૨

* * * *

જો કેઈ આપ કાંઇ કામ કરૂં વિચારે,
આરંભમાં નિજ સ્થિતિ નિજ ચિત્ત ધારે,
સામર્થ્ય કેટલું ધરૂં તન ધન તણું હું,
આ કાર્યમાં આવ્શ્યક છે ઉપયોગી શું શું?—૧
વસ્ત્રાન્ન હીન જનનું વસુ સાધ્ય કાજ,
રોગી અશક્ત જનનો તનથી ઈલાજ,
ઉદ્ધાર ઉત્પથી તણો વચને કરીને,
કષ્ટો હરે સકળનાં મનમાં ધરીને—૨

દ્રવ્યે કરી યદિ ધરે નહીં આપ શક્તિ,
તનથી સ્હાય ધનની કરે લૈને ભક્તિ,
દાતા ઘણા ધન તણા જગમાં જણાય,
છે આત્મ ભોગી જગમાં વિરલા ગણાય-૩
વાક્કાયને મન કરી કરે નિત્ય સેવા,
છે શ્રેષ્ઠ પ્રાણી ગણમાં ઉપકારી એવા,
માટે કરો જન તણી તન હૃત્થી ભક્તિ,
વિશ્વે લહો જયમ ત્હમે જય શાળી શક્તિ-૪

* * * *

ખીલી છે શું અહા ? સુંદર વિશ્વની વાટિકા કેવી,
વિવિધ વૃક્ષોની રચનાથી બની છે બાગના જેવી,
કંટક વૃક્ષોથી જન્મેલા કેવડાને ગુલાબોના,
ખીલેલા પુષ્પ મન ગમતા ભર્યા છે ખુબ ખુશબોના-૧
બ્હારથી કેવડો કંટક ભરેલો વાસથી અંદર,
હૃદય સદ્વાસના માટે વિવેકી સેવતા સુંદર,
અવર કંટક બાવળના સુગંધી હીન ફુલો છે,
કોઈ સજ્જન નહીં સેવે સેવે તો ખાય ભુલો છે-૨
સુગંધી પુષ્પના ઉપર ભ્રમર ગણ ગણાએ છે,
મધુના સ્વાદને માટે સહુ મહેનત જણાએ છે,
ચંબેલી માલતી જુહી મોતીઆ જાઇની વેલો,

સુગંધી પુષ્પ યુત શોભે મોલ સીરી અને બેલો—૩
સુગંધી થી કરી વાસિત કુગંધી દુર કીધી છે,
એવા પુષ્પોએ ઉત્તમતા તણી ઉપાધી લીધી છે,
કંટક સમ હીન કુલમાંહી થઈ પેદા થયા ઉત્તમ,
અવર સત્કુલમાં જન્મી ધરાવ્યું નામ પુરૂષોત્તમ—૪
જેઓની સેવના કરતી હૃદય કુવાસના દૂરે,
સદા સુવાસના યુત થઈ દસો દિગવાસથી પૂરે,
અધમ કુલમાનો બાવળના પુષ્પ સમ છે ઘણા પ્રાણી,
નથી કોઇ નામ પણ લેતું નકામા અહિતકર જાણી—૫
ફળોની છે ઘણી જાતો સુંદર આ વિશ્વ વાડીમાં,
મીઠાને તીકત કટુ ખાટાં પ્રગટ કાંઈ ગુપ્ત ઝાડીમાં,
દાડમ કેરી કેળાં સંતરાં દ્રાક્ષ લીંબુને નારંગી,
ફણસ આદિ નાનાં મોટાં જણાય રંગ બેરંગી—૬
દીસે કંઈ બ્હારથી સુંદર અંદરથી વિષ સમ કડવા,
ઘણાં મીઠાં ઘણાં મનહર ઘણા મુશકેલ છે જડવા,
વિહારી વિશ્વ બંધુઓ ફુલ ફળ જોઇને લેશો,
કરીને જય ત્હમે દુખનો સદા આનંદમાં રહેશો—૭

ઇતિશમ્.

આ પુસ્તક શા. ખુબચંદ અમીચંદના ધી સુરત
જૈન એનજીન પ્રીન્ટીંગ પ્રેસમાં પ્રભુશંકર નરભેરામ
વ્યાસે છાપી ઠો. ખપાટીઆ ચકલા સુરત અને
શ્રી આત્મતિલક ગ્રંથ સાસાયટી તરફથી
શા. સકુભાઈ તલકચંદે છપાવીને પ્રસીદ્ધ કર્યું.

# જાહેર ખબર

---

**પરિશિષ્ટ પર્વ પહેલો ભાગ. કિં. ૧૨ આના.**

**” ” બીજો ભાગ. કિં. ૮ આના.**

આ પુસ્તકમાં ભગવાન મહાવીર સ્વામીથી પછીનો ઇતિહાસ છે. જંબુસ્વામી, વજ્રસ્વામી, આદિ મહાત્માઓના વિસ્તારપૂર્વક સત્યચરિત્રો સરલ હિંદી ભાષામાં લખેલ છે, આ પુસ્તકમાં એકથી એક વધારે રસીક અને શિક્ષા આપવાવાળી કથાઓ છે, માટે આ પુસ્તક ખાસ વાંચવા લાયક છે.

**ગુણસ્થાન ક્રમારોહ કિં. ૧૨ આના.**

આ પુસ્તકમાં ચૌદ ગુણસ્થાન અને દરેક ગુણસ્થાનનું કર્તવ્ય તથા બારવ્રત, અગીયાર પ્રતિમા, ૨૪ પ્રકારના ધ્યાન તથા ઉપશમશ્રેણી અને ક્ષપક શ્રેણી આદિનું સ્વરૂપ બહુજ સારી અને સરસ રીતે હિંદી ભાષામાં સમજાવવામા આવ્યું છે.

મોટા અક્ષરોને પાકુ પુંઠું તથા બે ફોટા આપ્યા છે આ પુસ્તક તત્વજ્ઞાનીઓને ખાસ વાંચવા લાયક છે

## જિન ગુણમંજરી કિં. ૨ આના.

આ ચોપડીમાં ગજલ, કવ્વાલી, ઠુમરી, ઠ
આદિથી પરિપૂર્ણ છે, અર્થાત્ તેમાં આધુનિક સ
નુસાર રાગ રાગણીવાળા જિનેશ્વર દેવના ગુણગ
સ્તવનો તથા વૈરાગ્ય ગર્ભિત પદો છે. ઉપરના
ગ્રન્થો મંગાવનારને જિન ગુણમંજરી ભેટ આપ
આવશે.

## રત્નેન્દુ કિ. ૨ આના.

આ એક બહુજ અપૂર્વ ઘટના પૂર્વક સુંદર ઉપ
ન્યાસ (નોવેલ) છે. આને મ.ટે અમે એટલુંજ
કે આ પુસ્તક હાથમાં લીધા પછી સંપૂ
વગર મુકવાનું મન થતું નથી.

મલવાનું ઠેકાણું

**શ્રી આત્મતીલક ગ્રન્થ સોસાયટી**

ઠે૦ રતનપોળ

**અમદાવાદ**